તેન્છંતી-વસ્તુનું યતનાઈ કરીને રાખવું. તે બિહુ વસ્તુનો કરણહાર તે નાથ કહીએ. તે, પાર્શ્વ નામા યક્ષ તે નાથ છે. તે ભવ્ય જીવને જ્ઞાનદર્શન ચારિત્ર આદિ જે કોઈ વિઘ્ન ઉપજે તેહને ટાલવે કરીને; તે યક્ષ પાર્શ્વનામા યોગક્ષેમ કરણહાર છે, તે માટે યક્ષને પણ પાર્શ્વનાથજ કહીએ. તેહનો ઇશ તે શ્રી પાર્શ્વનાથ ભગવાન્ તીર્થંકરને પાર્શ્વનાથેશં તે પ્રતિ પ્રણામ કરીને, તથા ગુરુણા ચરણાંબુજ કહતાં ગુર્વાદિના ચરણકમલ પ્રતિં પ્રણામ કરીને તથા ભવ્ય જીવોપકારાય કહતાં ભવ્ય જીવને ઉપકારને કાજે સમ્યક્ત્વ બોધો વિતન્યતે કo સમ્યક્ સમ્યક્ત્વ કહીએ તેહનો બોધ કo જ્ઞાન કહીએ. વિસ્તારીએ છે એટલે જિમ બાલકને બોધ થાય તિમ વિસ્તારીસું. એહ ગ્રન્થનું નામ સમ્યક્ત્વપરીક્ષાનો બાલાવબોધ જાણવો. તેહ બાલાવબોધ વિસ્તારીસું. જિમ બાલકને બોધ થાય, થોડી બુદ્ધિના ધણીને પણ જ્ઞાન થાય, તિમ વિસ્તારીએ છે; એહ ભવ્યજીવના ઉપકારને કાજે, એહ શ્લોકાર્થઃ એહ શ્લોકનો ભાવાર્થ લિખિએ છે. જે સમ્યગ્દૃષ્ટિજીવ હોએ, તે પહેલે લક્ષણે કરીને ઓલખાએ, તે સમ્યગ્દૃષ્ટિના લક્ષણાદિક કહીસું. જે લક્ષણે કરીને મિથ્યાદૃષ્ટિ જીવ ઓલખાય તે મિથ્યાદૃષ્ટિના લક્ષણ કહીસું. પ્રથમ તો, મિથ્યાત્વના ભેદ કહવા. જેઃ મિથ્યાત્વવંત હોએ તેહ મિથ્યાદૃષ્ટિ જીવ કહીએ. તેહથકી વિપરીત તે સમ્યગ્દૃષ્ટિજીવ જાણવો. એ સર્વે વ્યવહાર નયની અપેક્ષાઈ જાણવું વ્યવહારનય છે તે બલિષ્ટ છે, જે માટે અપ સાધુ, અપ સાધ્વી. અપશ્રાવકઃ અપશ્રાવિકા ઇત્યાદિક જે તીર્થનો વ્યવહાર પ્રવર્તે છે, સર્વે વ્યવહારનયની પ્રવૃત્તિ જાણવી. જે ણઈ વ્યવહાર ન માન્યો તેણે તીર્થનો ઉચ્છેદ કર્યો. यदुक्तं निर्युक्तौ × × × તે કારણ માટે વ્યવહારનય તે બલિષ્ટ છે. જે વ્યવહારનયઈ પ્રવર્તવા સાધ્વાદિક સંઘને ભક્તિ; બહુમાનના કરવે, તેહને મહાનિર્જરા પુણ્યાનુબંધિ પુણ્ય પ્રકૃતિ બંધાય તેહ સઘલું મૂલ કારણ તે સમ્યક્ત્વ છે તેહ સમ્યક્ત્વ તો પરિક્ષાઇ કરીનઈ જણાય. તે સમ્યક્ત્વની પરીક્ષા તો આગમને અનુસારે થાય। તે આગમ તો પરંપરાથકી જણાય। यदुक्तं श्री अनुयोग द्वारि

× × × તે માટે શુદ્ધ પરંપરાગત આગમથકી સમ્યક્ત્વની પરીક્ષા કરવી. તેહ શુદ્ધ પરીક્ષા કરીને; શુદ્ધ સમ્યક્ત્વ હોએ, તેહ અંગીકાર કરવું પણ કોઇના મત ઉપર પક્ષાપાત રાખવો નહીં. જેહ સાચી વસ્તુ હોય તેહ આદરવી કરીને મનુષ્યપણું દુર્લભ છે' અને' વલી શ્રદ્ધા પરમદુર્લભ છે. यदुक्तं श्री उत्तराध्ययन सूत्रना त्रीजा अध्ययनं विषे × × × એહ ગાથાનો અર્થઃ—

'आहच्च' કહતા કદાચિત્ કોઇક દિને 'सवण' કo સિદ્ધાંતનું સાંભલવું 'लद्धुं' કo પામીને સિદ્ધાંતની આસ્તા 'સદ્દહં દુર્લભ દુખે પામવું જાએ. મનુષ્યપણું દુર્લભ છે, સૂત્ર સિદ્ધાંતનું સાભલવું, તેહ પણ દુર્લભ છે તેહ થકી આ ઘણુંજ દુર્લભ છે; જે સૂત્ર સિદ્ધાંત સાંભલીને પણ જેહ હઇ કદાગ્રહ મૂંકવો તે ઘણુંજ દુષ્કર છે, તે ઘનો શ્રીગૌતમ સ્વામી સરખા હોએ તેહજ મુકયે. જે સિદ્ધાન્ત સાંભલી અંગીકાર કર્યો તેહસ્યા પ્રતિ તો તપસ્યા બારભેદઈ ક્ષમા તે ક્રોધનો વિનાશ કરવે છ કાયના જીવની દયા પલે. એહ સિદ્ધાંત સાંભલીને ચારિત્ર તત્કાલ ચારિત્ર અંગીકાર કરયે. એહ ગાથાર્થ

## अंतना थोडाक भागनो उतारो...

'इत समाप्तो' કo એહ ગ્રન્થ સંપૂર્ણ થયો, તે ચતુરધિકારે કo ચ્યાર અધિકાર કરીને સંપૂર્ણ થયો, પ્રથમ-મિથ્યાત્વનો અધિકાર ૧. બીજો સમ્યક્ત્વના સ્વરૂપનો અધિકાર ત્રીજો

'નયપ્રમાણનો' અધિકાર ૨૦. ચોથો સમ્યકત્વ સ્થિરકરણનો અધિકાર ૪. એહ ચ્યાર અધિકારઈ કરને ચોથી અધિકાર 'નઇ' વિષે સમ્યકત્વ સ્થિર કરવાને ગ્રંથઇ ચૈત્યને નિષેધ કરઇ છઇ. જે ચૈત્ય કહતાં શ્રી વીતરાગની પ્રતિમા કહીએ તેના નિષેધના કરનારાનું સ્વરૂપ 'દેખાડીને' શ્રી વીતરાગ ભગવંતની પ્રતિમાની પરીક્ષા સોનાની પેરી કરી. જમક-(જેમકે) ઘસયે ૧, છેદન સોનાને છેદી જુએ ૨, ત્રીજી પરીક્ષા આગમાંહિ તપાવી જુએ ૩, ચોથી પરીક્ષા આગમાંહિ થકી કાઢીને કૂટે અને ભાગી જાએ 'નહીં' ૪. તેમજ (તેમજ) શ્રી વીતરાગની પ્રતિમાની પણ ચ્યાર પરીક્ષા કરી. * * * * * * ૧૩૬. શ્લોકાંક

અથ ગુરુ પરંપરાની પ્રશસ્તિ લિખીએ છે. જે સિદ્ધાંતના-અર્થ પરંપરા ગત હોય, તેહ સત્ય જાણવ્યા, તેહજ ગુરૂની પરંપરા જે છે, તેહ સમ્યકત્વનું મૂલ કારણ છઇ. તે માટે ગુરુ પરંપરાની પ્રશસ્તિ લિખવી યોગ્ય છે. * * * ૧૩૭

'शाके' કo શ્રી શાલિવાહન રાજાઈ પ્રવર્તાવ્યો જે શાકે સંવત્સર સંવત્ ૧૬૭૯ ના વર્ષે; એટલે સંવત્-૧૭૧૩ ના વર્ષે જ્યેષ્ટ માસને વિષે વીર વિક્રમાદિત્યના સંવત્સરને વિષે એહ ગ્રન્થ સંપૂર્ણ થયો ૧૪૨ આર્યાર્થઃ

'शुक्लपक्ष त्रयोदश्यां' કo શુકલપક્ષને વિષે શુદને વિષે શુદ તેરસીને વિષે સદ્‌ગ્રંથઃ समाप्तोय કo એહ પ્રત્યક્ષગતઃ સમ્યકત્વપરિક્ષારૂપ ગ્રન્થ 'समाप्त' સંપૂર્ણ થયોઃ સાધુ ભાનુવિમલના આગ્રહ થકી એહ ગ્રંથ કર્યો. 'बालावबोधो' કo બાળકને અવબોધનું કારણ છે. જે ભવિ મોક્ષગામી જીવને તો સુખનો કરનારો એહ ગ્રંથ છે. કદાચ કોઇ અરૂચિ જીવને એહ ગ્રંથ દુઃખદાયી પણ હસ્યે, તેહના દોષને ઉદયઈ કરીને. પણ એહ ગ્રંથનો દોષ ન જાણવો. જ્યો ઉત્તમ જીવને સુખદાયી છે; તો મહા કલ્યાણનું કારણ છે. ૧૪૩ આર્યાર્થ.

જે કાંઈ સિદ્ધાંત-શ્રી આવશ્યક પ્રમુખ સિદ્ધાંત થકી જે કાંઇ વિરૂદ્ધ લિખાણુ હોએ, ઉપયોગ રહિત પણે કાંઇ વિરૂદ્ધ લિખાણું હોએ, તે શોધજ્યો, પંડિતઇ, એહ ઉપગાર કરજ્યો. પંડિત તેહનઈજ કહીએ, જે પરઉપગાર કરે ! મુઝને જે દુષ્કૃત જે પાપ જે ઉત્સૂત્ર કાંઇ અણુપયોગઈ લિખાણુ હોએ, તેહનું જે પાપ ફોકટ અસ્તુ ફોકટ થાજ્યો જે ઇહાં ગ્રંથને વિષઇ જાણીને તો સિદ્ધાંત-વિરૂદ્ધ લિખ્યું નથી. પણ અજાણતાં કાંઇ લિખાણુ હોએ તો તેહ વિચારીનઈ શોધજ્યો, પંડિત હોય તેહ ! મુઝને તો મિચ્છામિ દુક્કડ હોજ્યો ! મંગલમસ્તુઃ ૧૪૪ આર્યાર્થ.

ઇતિ શ્રી સમ્યકત્વ પરીક્ષા સમાપ્ત. સંવત્ ૧૮૧૪ના વર્ષે ફાગુણ વદિ (ઉકલ્યુ નથી.) વાર-બ્રહસ્પત દિને લિખિતં. શ્રી નોરંગાબાદ મધ્યે. શ્રી રસ્તુ શ્રી

શ્રીદેવચન્દ્રજીકૃત ચોવીશીના બાલાવબોધમાંથી થોડોક ઉતારો.—શ્રીદેવચન્દ્રજી વિક્રમના ૧૮ મા સૈકાના છેક અંતભાગમાં વિદ્યમાન્ હતા.—આ ચોવીશી પોતે ગુજરાતી પદ્યમાં રચેલી છે અને તેઉપર બાલાવબોધ પણ ગુજરાતીમાં શ્રીદેવચંદ્રજીએજ કરેલો છે. ×

## પીઠીકામાંથી થોડોક ઉતારો —

એ સંસારી જીવ દેવતત્ત્વ અને ધર્મતત્ત્વની ભૂલે અનાદિનો સંસાર ચક્રમાંહે ભમી રહ્યો છે. શરીર ઇંદ્રિય સુખ પરિગ્રહ તેને હિતકારી માન્યા છે, અને પોતાનું આત્મસ્વરૂપ અનંતાનંદમય વિસારી મૂક્યું છે, તે સંભારતોજ નથી પણ સંજ્ઞી પંચેંદ્રિયપણું પામીને જો પોતાનો શુદ્ધ ધર્મ તથા

× આ પુસ્તક હાલ વિજાપુરવાળા શા. સુરચંદ સ્વરૂપચંદ તરફથી છપાઇ પ્રસીદ્ધ થયુ છે.

શુદ્ધ ધર્મના કારણ સેવે નહીં તો આત્મા સ્યાત્‌સ્વસ્વપદ કેમ પામે ? તે માટે ઉપકારી જગત્હીતકારી શ્રીવીતરાગ પરમાત્મા પરમપુરુષોત્તમ એવા શ્રીઅરિહંતની સ્તવના તથા સેવા કરવી. પણ રાગ વિના પ્રભુની સેવના થાય નહીં તે કારણથી પ્રથમ શ્રીઋષભદેવજીની સ્તવના કરતાં શ્રીવીતરાગ ઉપર પ્રીતિ કરવી. તે રીત કહે છે. પ્રથમ ધર્મના ચાર આચરણ કહ્યા છે. ૧ પ્રીતિ, ૨ ભક્તિ, ૩ વચન, ૪ અસંગ. તેમા પ્રીતિનું લક્ષણ ષોડશક ટીકાથી જાણવું. × × × ×

**अंतभागमांथी उतारो.—**

એટલે એ ચોવીસ સ્તવન થયા પોતાના જાણપણા પ્રમાણે પરમેશ્વરની ગુણગ્રામે રચના કરી તે માહે જે યથાર્થ તેહ પ્રમાણ અને અયથાર્થનું મિચ્છામિ દુક્કડં. ગીતાર્થ ગુણ લેજો, દોષ વરજજો, મેં ભદ્રકભાવે એ રચના કરી છે. મોટા પુરુષે હંસની પરે ગુણ લેજો ઇતિ મહાવીર જિન સ્તવન. ૨૪.

**कलशरूप पचीशमां स्तवनमांथी.—**

શ્રીઋષભદેવથી માંડીને મહાવીર પર્યંત અવસર્પિણી કાલે શાસનના નાયક, ગુણરત્નાકર, મહામાહણ, મહાગોપ, મહા વૈદ્ય, એહવા ચોવીસ તીર્થંકર થયા, તેહને 'ગાઈયે' કહેતાં ગુણગ્રામ કરીયે, અને પોતાના તત્ત્વસ્વરૂપને ધ્યાયીયે તેહને ધ્યાવે, તત્ત્વની એકાગ્રતા પામીયે તેહથી પરમાનંદ અવિનાશીપદ પામીએ. વળી અક્ષય અવિનાશી એહવું ક્ષાયિક જ્ઞાન, તે 'अनुप' કેતાં અદ્‌ભૂત પામીએ. ૧ ઇતિ પ્રથમ ગાથાર્થઃ

आंहींना प्रदर्शनमां एक प्राचीन गुटको अमारा तरफथी मूकवामां आव्यो छे तेमां 'खंडाजोयणविचार' अर्थात् 'जंबूद्वीपनो किंचित्मात्र विचार' तथा बीजो 'तेत्रीशबोलनो थोकडो' एवा बे ग्रन्थो गद्यबन्ध लखेलां छे तेमांथी 'खंडाजोयण विचारमांथी' केटलाक उतारा मूकुं छुं. ए 'खंडाजोयण विचारमां' जुदा जुदा विचारना दशद्वार—खण्ड आपवामां आव्या छे तेमांथी बे त्रण नाना द्वारनाज उतारा आप्या छे—

કહિતાં જંબુદ્વીપમાંહી ૪૬૭ કૂટ છે. તે કિમ ? ૩૪ દીર્ઘ વૈતાઢે ઉપર વિજય પ્રભુ ગજદંતા નીષધ નીલવંત ઉપરે માલવંત ગજદંતો મેરુ પર્વતને વિષય એતલે ૩૯ પર્વત ઉપર નવં નવં કૂટ છે એવા ૩૫૧ થયા. ચૂલ હેમવંત સિખરી એ બેહું પર્વત ઉપર ઇગ્યારા ઇગ્યાર કૂટ છે, એવ ૨૨ થયા ૧૬ વખાર પર્વત ઉપર ચાર ચાર કૂટ છે સો માનસ ગંધ માદન એહ બિ ગજદંતા પર્વત ઉપર સાત સાત કૂટ છે રૂપી મહા હેમવંત પર્વત ઉપર આઠ આઠ કૂટ છે એટલે ૬૧ પર્વત ઉપર સર્વ ૪૬૭ કૂટ છે. ઇતિ પાંચમો દ્વાર સંપૂર્ણ ૫.

તીર્થ, કહિતાં જંબૂદ્વીપ વિષે ૧૦૨ તીરથ છે તે કિમ ? એક એક વીજયને વિષે તીન તીન તીર્થ છે, તેહના નામ માગધ ૧. વરદામ ૨, પ્રભાસ ૩, એવં સર્વ ચૌવીસ વિજય કરીને ૧૦૨ તીર્થ છે ઇતિ ષષ્ટમદ્વાર સંપૂર્ણ ૬.

'સઢી' કહિતાં જંબૂદ્વીપ માહે ૧૩૬ શ્રેણ છે, તે કિમ ? એકેક વૈતાઢ પર્વત ઉપર ચાર ચાર શ્રેણ છે એહવા ચાતીસ છે વૈતાઢ કરીને ૧૩૬ શ્રેણ છે, ૨ શ્રેણ વિદ્યાધરની છે ૨

શ્રેણ અભિયોગી દેવતાની છે, ૧૦ જોજન ઊચા જાઇએ તિહા વિદ્યાધરની શ્રેણ છે ૧૦ જોજન ઊચા જાઇએ તિહા અભિયોગીયાની શ્રેણ છે સપ્તમોદ્ધાર સપૂર્ણ ૭ × × ×

છવિશ્રી ખડા જોયન સપૂર્ણ સવત ૧૬૮૫ ? (એકાવન કે એકાણુ એ બરોબર ઉકેલી શકાયુ નથી) ચૈત્રવદી ૧૨ ગુરુવાર લિપતમ્ ગુસાઇ ગગારામ રામનમેદ ઉપાશ્રે મધ્યે પઠનાર્થં લખ્યા મલઓસવાલ પસસુર મધ્યે શુભ; કલ્યાણ ભવતિ

ट्बाओना उतारा ट्बाओ कॆवी रीते लखाय छे ते जोवा माटे एक मूल श्लोक आपी ते उपरनो टबो, अने बाकीना टबाओ विनाश्लोके आप्या छे कारण मात्र गद्यात्मक गूजरातीज अत्रे जणाववानी जरर छे श्रीयशोभद्रकृत श्रीवगचूलिया अध्ययन उपर आ टबो भरवामा आवेलो छे अने तेनी प्रत पण प्रदर्शनमा जोवा माटे मूकवामा आवेली छे, कई सालमा टबो भरायो ? कोणे भर्यो, ? ते काइ प्रति उपर जणाववामा आव्यु नथी —

ટબો —

ભક્તિનો સમોહ કરીને પ્રધાન દેવતાના મસ્તકે મુગટ તેહની આભા–
નમ્યા દેવતા મનુષ્ય, કાંતિકિરણે રચિત સોભિત

मूल —भत्तिभरनगियसुखर, सिरिसेहरकिरणरईयसस्सिरिय

ટબો –

એહવા શ્રી વીરના ચરણ કહીસ ઘુ શ્રુતદેવતાથી
કમનરતે નમીને, ઉતપતી ૧૦

मूल —नमिउ श्रीवीरपय, वुत्य सुयहील्गुप्पीत्त १

માત્ર ટબો —

શ્રી વીરના નિર્વાણથકી વીસમે વર્ષે, શ્રીસુધર્મા સ્વામીનો નિર્વાણ થયો, તિવાર પછી ચુમાલી વરસે સિદ્ધ પામ્યા, શ્રી જબુ સ્વામી છેલ્લા કેવલજ્ઞાની ૨ તિવાર પછી અગ્યાર વર્ષે. શ્રીપ્રભવસૂરી સ્વર્ગે ગયા મહાજસતુ ધર એહના ત્રેવિશ વરસે શ્રી શય્ય ભવ સ્વામી સ્વર્ગેને વિષે પોહતા ૩ તેહના સીષ્ય જસોભદ્ર સુરિ ગુરુ તે એહના તે શ્રી સિઘ ભવસૂરીના શિષ્ય કહેવા છે ? આગમના જાણ છે, શ્રીજસોભદ્રસૂરી પ્રથવીને વિષે વિહાર કરતા સાવથી નગરીના કોષ્ટક નામે ઉદ્યાને સમોસર્યા ૪ શ્રી ભદ્ર બાહુ સ્વામી સભુત વિજય એ બે શ્રી જસોભદ્રના શિષ્ય, દ્વાદશાગી દ્વાદશાગીના ધરણહાર, સદા કાલે પાસ નિરતર નિત્ય ગુરુની સશ્રુષા સેવાના કરણહાર ૫ હવે શ્રીભદ્રબાહુનો સીષ્ય મિથુલા નગરીઇ શ્રી અમિદત્ત નામા તે શ્રીયુવા નગરીઇ, લક્ષ્મીવન નામા ઉદ્યાનને વિષે, પ્રતિમાઇ રહ્યા તિહા વપ ઉપરે ૬૦ એહવે સમે બાવીસ પુરુષ, ગોઠીલ ભેગા થઇને મધ્ય માસના, આહાર કર્યાથી પરવસ થયા થકા, કામલતા નામે ગણીકા તેહને વિ૰ રક્ત થયાં થકાં,

૧ શય અને ભવ સ્યંભવ, સ્વામી

વિચરે સદા કાલ ઉદ્યાનને વિષે. ૭, તિહાં સાધુ અગ્નિદત્ત પ્રતિમાંઈ રહ્યા છે તેહને દેખીને ૨૨ પુરુષ મદ્ય માંસે કરીને અંધ થકા પાપના કરનાર, અતી તીવા ખડ્ગ હાથમાં લેઈને, સમકાલે સાધુને હણવા દોડયા ૮

અંતભાગમાંથી—

હવે અગ્નિદત્ત સાધુ, ફરીને પુછે ગુરુના કહ્યા પ્રમાણે; હે આર્ય કહો તે, શ્રુતહેલનાં કિવારે થાસ્યે, એમ પુછયુ ૧ તિવારે કહે છે જસોભદ્ર સુરિ, શ્રુતને ઉપયોગે કરીને હે અગ્નિદત્ત મુનિ! મોટા ભાગ્યનાં ધણી ! સાંભળો તે, શ્રુતહેલનાનો ઉદય. ૨ શ્રીવીર પ્રભુ નિર્વાણથી વિસે એકાણું ઉપરે અધિકતે વર્ષે સંપ્રતીનામે રાજા જિન પડિમા ભરાવશે ૩ તિવાર પછી સોલસે નવાણુ વર્ષ પછી શ્રુતહેલનાં થાસે દુષ્ટ વાણીયા અપમાન કરસે ૪. તે સમયે અગ્નિદત્ત ! સંઘને શ્રુતરાશી નક્ષત્ર, આઠત્રીસમો દુષ્ટગ્રહ, ધુમ્રકેતુ નામે બેઠો ૫ તેહની થિતિ ત્રિણસે તેત્રિસવર્ષ એક રાશિ ભોગવસે; તીવાર પછી સંઘનો તથા શ્રુતનો ઉદય થાસે ૬. એમ શ્રી જસોભદ્ર ગુરુનો વચન સાંભળીને મુનિ વૈરાગ પાંમે, ગુરુના દેઈને વારંવાર તે વદનાં કરે ૭. એ આચાર્યને પૂછીને, સુગુરુ ભદ્રબાહુ સંભુતવિજયને પૂછીને, સંલેખના કરે, તે અગ્નિદત્ત સાધુ (ગયો પ્રથમ કલ્પે) ૮. એ શ્રુતહેલનાનો ઉપાયુફલ અથવા ફલ. જાણીને: જસોભદ્રવચને જિન ધર્મને વિષે દઢ ચિત્ત કરે. ૯. ઇતિ શ્રી વંગ ચુલિયા અધ્યયન સંપૂર્ણ

श्रीचन्द्रसूरिकृत श्रीलघुसंग्रहणी, उपरनाटबाना उतारा. आग्रन्थनी त्रण प्रति मने प्राप्त थई छे, अने ते त्रण प्रतिना उपर जूदी जूदी जातना टबा भरवामा आवेला छे जेथी ते त्रण प्रतिना टबानो उतारो अत्र आप्यो छे. जेमांनी एक सचित्र प्रति अत्रे प्रदर्शनमां मूकवामां आवी छे. त्रणे प्रतिना टबाना उतारा लेवाथी विस्तार वधी पडे माटे मात्र शरुआतना थोडांक श्लोकनांज टबा अत्रे उतार्या छे.

प्रदर्शनमां मुकी छे तेनो उतारो—

નમસ્કાર કરીનઇ અરિહંત સિદ્ધાદિક સર્વેનઈ 'આદિ' થી સાધુ લેવા 'સ્થિતિ' કહ આઉખું 'भवन' કે० ઘર શરીર પ્રમાણ એ સર્વ પ્રત્યેકિ ૨. દેવતાનુ અને નારકીનું દ્વારે એવ બોલ કહ્યા. મનુષ્યને તિર્યંચનાં ઘરપાખે એહને વાસ અસ્થિરવતી. ૧

એ પૂર્વોક્ત બોલના ઉપપાત વિરહ એક સમય કેટલાક ઉપજ આનિ એક સમય કેટ ચવઇ તેહનું વિરહ બોલીસ પછે ગતિ આગતિ ૮. હિવે પ્રથમ આઉખાનું દ્વાર કહે છે. દ સહસ વર્ષનું આઉખુ ભવનપતિની જઘન્ય સ્થિતિ કહી ૨

ચમરેન્દ્રનું સાગરોપમ ૧ આયુ, બલેન્દ્રનુ સાગરોપમ ઝાઝેરુ. ચમરેન્દ્રની દેવીનું આઉ ત્રણ ૫ પેલ્યોપમનું, બલેન્દ્રની દેવીનું સાડાચાર પલ્યોપમ આઉખુ. શેર થાકતી નવનિકાયનુ આ ખાનું કહિ છઇ. ૩.

દક્ષિણ શ્રેણિના દેવને દોઢ પલ્યોપમનું આઉખુ ઉત્તર શ્રેણિના દેવને બે (પ)લ્યોપમ કાંઇ

મેરૂ થકી દક્ષણ શ્રેણિ નવનિકાયાનો દોઢ ૧॥ પલ્યોપમનો આઉખો. મેરૂ થકી ઉત્તર શ્રેણિના ભવનપતીયોનો ૨ બે પલ્યોપમ ઓછો દેસ એ કંઇ કહ્યો. તિયાં દક્ષણ શ્રેણિ ભવનપતીનો ૩ાા પલ્યોપમનો આઉખો. તિયાં ઉત્તર શ્રેણિ ભવનપતી દેવીનો દસે ઉણો પલ્યોપમનો કહ્યો. ૪

(આ ત્રણે પ્રતિઓના ટબની ભાષામાં ભિન્નતાપણું છે. તે જાણવામાં આવે એટલા માટે ત્રણેના ઉતારા માત્ર ચાર ચાર શ્લોકના ટબાના આપ્યા. મુલ આપવા વિચાર હતો, પરંતુ વિસ્તારભયથી નથી આપ્યું)

આ પ્રતોમાંથી બેમાં ચિત્રો છે, જેમાંથી એક ઘણા સારા ચિત્રોવાળી પ્રત અમે પ્રદર્શનમાં મૂકી છે; અને બીજી જે ચિત્રોવાળી પ્રત છે તેમાંના ચિત્રો પર કેટલાંક ગુજરાતી કે વાક્યો ચિત્રોની સમજના આપ્યા છે તે પણ ભાષા જાણવા લાયક હોવાથી તેના કેટલાક ઉતારા ટાંકું છું.—

જંબુદ્વીપ માંહે ધ્રુવ તારા બે છઇ કેતમે ગ્રથે પૂર્વાચાર્યે ચ્યારિ પૂરે કહ્યા છે. પાખતીકા તારા ઢુકડા તે ઢુકડા ફરિ તે ફરિ ફિરવા રહઇ એ સ્થિતિ જાણવી સદા.

કરવતસ્યૂં વેહરઇ, ઘાંણી માંહે પીલઈ, વ્યાઘ્ર ઉપસર્ગ સ્વાન પાઇ, કરસીયે છેદે રથ જોથરે, અગ્નિ ઉપર દેરઈ, ગૃધ પંખી ચૂંટઇ, વેતરણી પાંણી પાવે, સાલ્મલ વૃક્ષ પકાની પેરે છેદે, શિલા ઉપરિ ધોવે, પટા કરી છેદઇ, કુહાડે કરી છેદઇ, લોહની પૂતલી ઉષ્ન કરી સોવાવે, ત્રિશૂલ ઉપરિ પરોવઇ.

પહિલી નરકે સીમત ઇંપ્રતર જોજન ૪૫ લાખ પ્રમાંણ તિહાં- એટલી વેદના સહવી પરમાધામિકની કીધી તે વેદના જાંણવી.

શૂલી ઉપરી ચાઢઇ.

સાતમી પૃથ્વી × × × + તિહાં સુધી ઉપરિ સાઢા સોલઈસાગરોપમ એકેણપાસેઇ માઢા ૧૬॥ સોલ સાગરોપમ બીજાઇ પાસે વેદના સહવી ઇતિ પ્રમાણ.

આ વિગતો નારકીના દુઃખ દેખાડનારા ચિત્રો પર આપેલી છે.

सभाश्रृंगार नामा सत्तरमा शतकना उत्तरार्द्धमां रचायेलाना अनुमानवालो ग्रंथ, जेमां कर्त्तानुं नाम जोवामां आव्युं नथी. मात्र नमस्कार उपरथी सत्तरमॉनो उत्तरार्द्ध होवानुं अनुमान थयु छे. आ सभाश्रृंगार ग्रन्थ बहु रमूजी अने आनंद आपनारो छे तेथी एना पण केटलाक उतारा अर्पुं छुं.—

મહોપાધ્યાય શ્રી લાવણ્યવિજય ગણિ ગુરૂભ્યો નમ

અથ સભાશૃંગાર લિખ્યતે. વન તે જે વૃક્ષવંત, નદી તે જે નીરવંત, કટક તે જે વીરવંત, સરોવર તે જે કમલવંત, મેઘ તે જે સમાવંત,× મહાત્મા તે જે ક્ષમાવંત, દેશ તે જે પ્રજાવંત, પ્રાસાદ તે જે ધ્વજાવંત, વાટ+ તે જે *સધરવંત, —હાટ તે જે વસ્તુવંત, ૧ઘાટ તે જે

×સમયવંત+રસ્તો *સીધો, —દુકાનો. ૧ આનો અર્થ બે પ્રકારે થાય છે ઘાટ—દાગીનો તેજ કે જે સુવર્ણ—સોનાનો હોય (૧), ઘાટ—ઓવારો—આરો તેજ કે જે સુવર્ણ—શોભા યુક્ત બંધાયેલો હોય (૨)

સુવર્ણવંત, ભાટ તે જે વચનવંત, ભટ તે જે મુનિવંત, ગઢ તે જે અભંગવંત, હસ્તિ તે જે ભદ્ર જાતિવંત, પ્રધાન તે જે બુદ્ધિવંત, દેશ તે જે આરાગવંત; ગુરૂ તે જે ક્રિયાવંત, વચન તે જે સત્યવંત શિષ્ય તે જે વિનયવંત, મનુષ્ય તે જે ધર્મવંત બંધુ તે જે હેજવંત,[1] તુરંગમ તે જે તેજવંત. રાજા તે જે ન્યાયવંત, વિવહારીયા તે જે મયાવંત,[2] ધર્મિ તે જે દયાવંત, સતી તે જે શીલવંત, ઉત્તવ તે જે દાનવંત, અહો ! મહાનુભાવો ! હિયાનઇ લોચને જોવુ, જે તુમ્હારો ચુંડું વાપરસે તે તો પશુ, જે ફલ ફુલ ત્રોટઇ, કંદમૂલ ન છોડઇ, જટા રોપઇ ધર્મ લોપઇ મૃગ વાઘચર્મ પહિરઇ, મર્મ વિકરઇ, વલ્કાનિ કાજઇ વૃક્ષની ત્વચા ઊતારઇ, × × × ×

જિસ્યુ હાથિનો કાન, પીપલનું પાન, ગહિલાની સાન, નીચનુ માન, ગુંગાનુ ગાન, સંધ્યાનું રંગ, ભમરીનું પાગ, માંકડનુ વઇરાગ, જિસ્સી બહુબોલા માણસના બોલ, જિસ્યા સમુદ્રના કલ્લોલ, [3]વિજનો ઝબકું, કમલપત્રિ જલનુ ટબકુ, ધ્વજાનુ અંચલ, તિસ્યુ સંસાર ચચલ છઇ. કિસી કુકલનિ,[4] ચાલતી કઉચિ. સાચી અલછિ, આગ કુટંબ બંન્ધ, પરાસ્ત રજક, વિષય પરિપુષ્ટ આવાદ અનિષ્ટ, બોલતી મન ઉતારઇ, રિસઇ છોરુ મારઇ, ઝૂઝઇ જવ દોલઇ, અલવિ અપબદ્ધ બોલઇ, બાગઇ ફરતી ગોદડું ગલઇ, ઘર વીત્રાડઇ, કરી બાહિર મીલઇ, બોલાતી બેસિ, હાથ ઘસિ ફરૂતી સાપિણી, ચાલતી વ્યંતરી, પુણ્ય દારતણી આગલ, નગરતણી ભાગલ, જિસી ગીરીતણી ઉગટિ, મહા ઘટી બાલતી આગિ, જિસી દાઘજ્વરિની બોહિન, ઇસી સંતાપ કારી તો[5] સંપજઇ નારી, જે જીવો પાપકર્મ ભારી, અનિ જુ કુઇ સુકલ ૩ જઇ પોતઇ પુણ્ય પવિત્ર કિસી તે ? સુસીલા[6] સદાચાર, ઉદાર સત્યવંતી, વિનયવતી, વિવેકવતી, બોલતી સુજાણ મધુર વાણી, દેવગુરુતણઇ વિષય[7] ભક્ત ધર્મકાજિ આસકત, સહજિ સુલાવણ્ય, ઇસિ કલત્ર તો સંપજઇ જે પુનઇ પુણ્યઇ. × × ×

સાપ અનઇ પંખાલુ, કાદવ અનિ કંટાલો,[8] વરસ મેહ અનિ રાતિ અંધારી, કુહિ રાબ અનિ માહિ કંસારી, જવની રોટી નિં કાલા બોટી, અભાગણિ રાંડિ નિ ખાઇ માટી, કાલી નિં મશિ લાઇ ડાકિણુ નઇ રાફલવાઇ, ઉખરલી ખાટિ નિં ડાભિ વણી, સાસ જૂઠી નિ નણદ ઘણી, વડપણ નઇ રોફલ ધુરે, અવીસાર નઈ આસણુ ઊંટ, ડુખ અનઇ ડાકીણી ખાધુ, આગણુ ફૂઉને કુટંબ આંધુ, વાંનર નઈ વીધી ખાધુ, આગી નીચ નીં નીધાન લાધુ સાપણી નઇ બ્યાઈ, ઘરમઈ ખાવા નહીં થાઇ, કાલી નઈ રીસાલી વાંઝીણી નઈ વીરુપી, બોલી સરડી [9] ને શ્લેષ્મણી. + + + ×

અંતભાગમાંથી રથ વર્ણન:—

અથ રથ વર્ણન—ચપલ તુરંગમ [10]જુતા, સુખઈ સુભટ ચાલઇ, માહિ બઇઠા નઈ સૂતા, છત્રીસ દંડાયુધે ભરીયા, વાયુ વેગિ સાંચરીયા, ધડહડારી ધરામંડળ ધંધોલિ, રજમાંહિ રવિબિંબ બોલઇ,-ઉપરિ ધ્વજ લહલહઇ, જાણે દેવ સંબંધીયા વિમાન ગહગહઇ, ઘૂઘરિઘાંટ વાજિ, વયરીના ભડવાય ભાજઇ, મૂર્તિવંત હેમવામનો રથ, ઇસ્યા અનેક સાંચરિયા રથ. * ઇતિ શ્રી રથ વર્ણનમ્. છે.

---

૧. હેતવાળા ૨. મોયાવાળા ૩ વીજળીનો. ૪ નઠારી સ્ત્રી. ૫ "જો" હોવું જોઇએ ૬, સારી સ્ત્રી. ૭ વિષે. ૮ કાંટાયુક્ત. ૯ સરદી-ટ્હડી અને વળી શ્લેષ્મ-સલેખમવાલી. ૧૦ જોડયા.

* આમાં ઘણા વાકયો એવી સુંદરતાથી રચવામાં આવ્યાં છે કે જાણે ગદ્યકાવ્યજ ના હોય ? અર્થાત્ ગદ્ય છતાંપિ કાવ્ય જેવું માધુર્ય અંદર સમાયું છે.

पाक्षिक आलोयण विधि ग्रन्थ पंदरमा शतकना पूर्वार्द्धमां रचायेलो–भाषा उपरथी अनुमान–आमां पण कर्त्तानुं नथी, कारणके 'पाक्षिक अतिचार' छे × × मात्र पंदरमा शतकनी भाषाना नमूना रूपे अत्रे टांक्यो छेः—

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચઉમાસિય આલાઉં? ચઉમાસિ પડિલેહણુ કીધી જઇ કાંઇ રહી વીસરી હુઇ તઉ મિચ્છામિ દુક્કડું। ચઉમાસિ મહિ જ્ઞાનાચારિ–काले विणए बहुमाणु, वहाणे तहय होइ निन्हवाणे; वजण अत्थ तदुभए, अट्ठविहो नाण आयरो. १. કાલતિ–વેલાં અણોઝઇ છતઇ ઇરિયાવહી અણુપડિક્કમી અણુપડિલેહી ભૂમિકા સિદ્ધાંત. વાંચિઉ, ભણિઉ, ગુણિઉ, આવેલાં સૂત્રપોરિસિ અર્થપોરિસિ કીધી. વેલાં ન કીધી. વિણયત્તિ–આપાણા જાત્યાદિ અહંકાર તઉ ગુરુ રહઇ વિનયુ વેયાવચ્ચુ કરતાં હાથુ પગુ સાસુ લાગઉ, આલાપિ સંલાપિઉ ન દીધઉં, ધાદિ મધરી ગુરુ ગુરુણી તણી અવહેલણા આસાતના કીધી, આસણિ ઉપગરણિ પગુ લગાડિઉ, વેયાવચ્ચું કરતાં હાથુ પગુ સાસ લાગઉ, આલાપિ સંલાપિ ઉચ્ચાસણિ સમાસણિ અંતરભાસાં કરી દોષુ ઉપનઉ, ઉવડાંતણુઉ વચનુ વાલિઉં વડાં ઉપરી અવજ્ઞા કીધી, વડાંતણા આદેસ પાખઇ નિયમુ અભિગ્રહુ લીધઉ, પચ્ચક્ખાણુ પઠન પાઠન વિહારાદિક કુકાજ કીધાં, વડાંતણુઉ આધઉ પાછઉં બોલિઉં, આપાનુ ભણાવિઉ પાનું ન ભણાવિઉં. વિનય પાખઇ વાંદણાઇ ખમાસમણિ અણુદીધઇ સૂત્ર અર્થ પૂછિઉં. × × × × × × × × ×

अंत भाग—

શ્રીવીતરાગિ જે નિષિધ્યાં કાર્ય તે કીધાં, મહાત્માયોગ્ય જે કરણીય તે કીધાં નહીં, આગમવચન સદહિયા નહી, અથવા વિપરીત પ્રરુપિયાં હુઇં, એવં જ્ઞાનદર્શન ચારિત્ર તપવીર્યાચાર માહિ જું આલોઉં તસ્સ મિચ્છામિ દુક્કડં. સવ્વ સવિ પાક્ષીક ઇતિ પાક્ષિક આલોચન વિધિઃ ।છા પ્રત્યક્ષ ગણન્યા શ્લોકાઃ સાર્દ્ધ પંચાશત્પ૩.

आ विना एक प्रति 'आंचलियागच्छनी चर्चा संबंधिनी' मली आवी छे. तेमां ग्रन्थनुं नाम आपवामां आव्युं नथी, मात्र चर्चारूपे कोईके लखेलो छे तेमांथी सहज उतारो आपीश—

અથ નિષ્કપટચિત્તિ શ્રીપૂજ્યની આરતા ધરતા થિકા શ્રીપૂજ્યનઇં પ્રશ્ન કીજઇ છઇ. સંવત્ ૧૧૬૯ અગ્યારિસિં ઉગણુહત્તરિ અંચલપક્ષની ઉત્પત્તિ વિધિપક્ષ પ્રસિદ્ધ નામ સ્થાપના હવી. અનેરા મુખ વસ્ત્રિકા સ્થાપક, સકલ ગચ્છ અવિધિયાલઇ, અવિધિ પ્રરુપઇ છઇ. અંચલગચ્છીય ગીતાર્થ સુદ્ધ વિધિમાર્ગ સ્થાપક. એ આત્મીય ગચ્છની વચન કલ્પના, તત્રાર્થે પ્રશ્ન એ અંચલપક્ષનુ ધર્મ ૧૧૬૯ પ્રવર્ત્તિઉ–તાં પહિલુ ધર્મ કિમ હતું? સ્વામીનુધર્મ દુસમાઆરાપર્યંત અવ્યવચ્છિન્ન બોલિઉ છઇ. यत × × × × ×

સ્વામીનઉ ધર્મ એટલા કાલ લગઇ વિછિન્ન નહી પામઇ, તુ જે કહઇ છઇ સંવત્ ૧૧૬૯ પહિલુ વિધિ ધર્મ ન હિંતુ! પાછઇ અંચલ ગચ્છીય ગીતાર્થે ઉદ્ધરિઉ, વિધિ પક્ષનામસ્થાપના કીધી તેહનઇં મહોત દૂષણુ લાગઇ છઇ જેઇ વલી કિહાંઇ વિધિ ધર્મ વ્યવચ્છેદ પામ્યાતણા પંચાંગી માહિ અક્ષર હુંઇતુ.

# જૈન ગુજરાતી સાહિત્ય

લે -રા. રા પોપટલાલ કેવળચંદ શાહ-રાજકોટ

ગુજરાતી સાહિત્યની શરૂઆતનો કાળ કયો ગણવો તે વિષે કેટલાક મતભેદ છે પરંતુ સ્વ સા ગોવર્દ્ધનરામભાઇ અને સ્વ મા નર્મદાશંકર કવિના લખાણો વાચવાથી એમ જણાય છે કે ગુજરાતમા મુસલમાની રાજ્યની શરૂઆત થઇ ત્યારથી ગુજરાતી સાહિત્યની શરૂઆત થયાનુ ગણી શકાય

ગુજરાતી સાહિત્યની શરુઆતથી તે આજસુધી એ સાહિત્યની સેવા જૈનોએ ઘણી સારી રીતે બજાવી છે શરૂઆતમા અને ત્યાર પછીના સૈકાઓમા તેમણે ગુજરાતી ભાષામા ઘણા ગ્રંથો લખ્યા છે.

સ ૧૩૨૭ મા **સપ્ત ક્ષેત્રી રાસ** સ ૧૩૪૭ મા **પ્રબંધ ચિંતામણિ** અને એ અરસામા **ઉપદેશમાળા** નામના ગ્રંથો જૈનોનાજ રચેલા છે વિસ્તાર ભયથી અને વળી આગળી સાહિત્ય પરિષદોમા **જૈન** ગુજરાતી સાહિત્ય વિષે મારા તરફથી તેમજ મારા બંધુઓ તરફથી ઘણુ કહેવાઇ ગયેલુ હોવાથી આ નાનકડા નિબંધમા તે માત્ર રૂપરેખા દોરવાનુ લક્ષમા રાખ્યુ છે

ગુજરાતી સાહિત્યનુ મૂળ રોપવામા, સાહિત્ય વૃક્ષને ઉગવા દેવામા અને છેવટ તેને પરિપુષ્ટ બનાવવામા જૈનોએ કેટલુ કર્યુ છે તે તેના અંશરે પંચમે રાસો કહી આપશે

હાલ આપણે જેને ગુજરાત કહીએ છીએ તેનો શરૂઆતમા ઉત્તર તરફ વિસ્તાર વિશેષ હતો. ઉત્તર તરફ ચાતુર્માસ કરીને પણ **જૈન** મુનિઓએ કેટલાક ગ્રંથો લખ્યા છે

તેમના ગ્રંથોમા **રાસ** બહુ જોવામા આવે છે કેટલાક રાસો તો નવરસ યુક્ત વર્ણનથી રસ અને અલંકારથી છલકાઇ જાય છે રસના આલંબન, ઉદ્દીપન, વિભાવ વગેરે સાધનોનો જ્યા જેવો ઘટે તેવો ઉપયોગ કરી એ વર્ણનો વાચવામા આનંદ આવે એવા રસભરિત કર્યા છે અને તેથી એવા રસિક આખ્યાનોને તેમણે રાસ નામ આપ્યુ હોય એમ જણાય છે

ગુજરાતનો ઇતિહાસ લખવામા **જૈન** ગ્રંથોએ બહુ સારો પ્રકાશ નાખ્યો છે અને એ ઉપરાંત અનેક આખ્યાયિકાઓનો પ્રસાર કરવામા તેમણે સારો ભાગ લીધો છે

૧૫મા તથા ૧૬મા સૈકામા તેમના તરફથી ઘણા ગ્રંથો લખાયા છે તેમાના કેટલાકના નામતથાસાલ આનીચે આપ્યા છે ૧૪મા સૈકામા તો લગભગ સઘળા ગ્રંથો તેમણેજ લખ્યા છે

| | | |
|---|---|---|
| ૧ ક્ષેમપ્રકાશ | સ ૧૪૧૦ ની આસપાસ | કર્તા જયાનંદસૂરિ |
| ૨ ભરતબાહુબલિ | | ગુણરત્નસૂરિ |
| ૩ શીલ રાસ | ૧૪૧૧ | વિજયભદ્ર (ઉદયવંત) |
| ૪ હંસરાજ વચ્છરાજ | ૧૪૧૧ | , |
| ૫ ગૌતમરાસ | ૧૪૧૨ | , |
| ૬ શાંત રાસ | ૧૪૬૦ | મુનિસુંદર |
| ૭ ભરતબાહુબલિ રાસ | ૧૫મો સૈકો | સોમવર્ધન |
| ૮ સુદર્શન શેઠ | ૧૫૦૧ | મુનિસુંદર |
| ૯ ગુણાવલિ | ૧૫૧૪ | નરકુશલ |

| | | |
|---|---|---|
| ૧૦ ધન્ના ચરિત્ર. | ૧૫૧૪ | મતિશેખર |
| ૧૧ સિદ્ધચક્ર રાસ. | ૧૫૨૧ | જ્ઞાનસાગર. |
| ૧૨ ચિત્રસેન પદ્માવતી. | ૧૫૨૨ | ભક્તિવિજય. |
| ૧૩ શ્રીપાલરાસ | ૧૫૩૧ | જ્ઞાનસાગર. |
| ૧૪ સિંહાસન બત્રીશી. | ૧૫૩૬ | હીરકળશ. |
| ૧૫ કુરગડુ. | ૧૫૩૭ | મતિશેખર. |
| ૧૬ મદન રેખા. | ૧૫૩૭ | ,, |
| ૧૭ સારશીખામણ. | ૧૫૪૮ | જયસુંદર શિષ્ય. |
| ૧૮ વસુદેવ. | ૧૫૫૭ | હર્ષકુશળ. |
| ૧૯ શ્રીપાળ. | ,, | લબ્ધિસાગર. |
| ૨૦ ઓહાનો રાસ. | ૧૫૬૦ | લાવણ્યસમય. |
| ૨૧ વજ્રસ્વામી. | ૧૫૬૩ | ધર્મદેવગણિ. |
| ૨૨ ઋષિદત્તા. | ૧૫૬૯ | દેવકુલસિંહ. |
| ૨૩ ગૌતમસ્વામીનો રાસ. | ૧૫૭૦ | લાવણ્યસમય. |
| ૨૪ ગૌતમ પૃચ્છા. | ,, | ,, |
| ૨૫ પ્રદેશી રાજા. | ૧૫૮૦ | સહજસુંદર. |
| ૨૬ સુડા સાહેલી. | ૧૫૮૫ | ,, |
| ૨૭ ચંદ રાજા | ૧૫૮૬ | મોહનવિજય |
| ૨૮ વસ્તુપાળ તેજપાળ | ૧૫૯૭ | પાર્શ્વચંદ્ર. * |

* ગુજરાતી ભાષામાં જૈનોએ લખેલાં પુસ્તકો ઉપરાંત સંસ્કૃત ભાષામાં તેમણે ગુજરાતમાં રહી જેજે પુસ્તકો લખ્યાં છે તેનાં નામ માત્ર ટિપ તરીકે આ નીચે આપ્યાં છે.

ગુજરાતના સંસ્કૃત સાહિત્યમાં જૈનોનો ફાળો.

"ગુજરાત" માં બિકાનેરથી માંડીને દક્ષિણમાં સુરત સુધી અને પૂર્વમાં ઉજ્જયિનીથી માંડીને પશ્ચિમમાં દ્વારિકા સુધીનો ભાગ લીધો છે. ત્રિષષ્ઠી શલાકા પુરુષચરિત, યોગશાસ્ત્ર, રામાયણ, પાંડવચરિત્ર, દ્વાશ્રય, કુમારપાળ પ્રબંધ, ચતુર્વિંશતિ પ્રબંધ, પ્રબંધ ચિંતામણિ, વિક્રમચરિત્ર, શત્રુંજય મહાત્મ્ય, જગડુ ચરિત્ર, કુમાર સંભવ, મેઘદૂતમ્, નેમિદૂતમ્, ગુર્વાવલિ, હરિવિક્રમ ચરિત્ર, સુકૃતસંકીર્તન, સુલસા ચરિત્ર, ષડ્દર્શન સમુચ્ચય, સ્યાદ્વાદમંજરિ, લોકતત્વ નિર્ણય, તત્વાર્થાધિગમ, ગુણસ્થાન ક્રમારોહ, કર્મગ્રંથ, દ્રવ્યાનુયોગ તર્કણા, બૃહદ્દ્રવ્યસંગ્રહ, પંચાસ્તિકાય, અધ્યાત્મસાર, યોગબિંદુ, જ્ઞાનાર્ણવ, સમાધિશતક, શાંત સુધારસ, અધ્યાત્મ કલ્પદ્રુમ, અધ્યાત્મોપનિષદ, જ્ઞાનસાર, લોકપ્રકાશ, જંબુદ્વીપ, અર્દ્ધશીતિ, બુદ્ધિસાગર, નિર્ભય ભીમવ્યાયોગ, કરુણા વજ્રાયુદ્ધ, ભદ્રબાહુસંહિતા, વિવેક વિલાસ, ચતુઃશરણ, આતુર પ્રત્યાખ્યાન, સંબોધસત્તરી, ઉપદેશમાળા, વૈરાગ્યશતક, શૃંગારવૈરાગ્યતરંગિણી, ઉપમિતિભવપ્રપંચ, પ્રબોધ ચિંતામણિ, સમરાદિત્ય ચરિત્ર, ધર્મબિંદુ, પુરુષાર્થસિદ્ધિ ઉપાય, શ્રાવક પ્રજ્ઞપ્તિ, પ્રશમરતિ, ધર્મરત્ન પ્રકરણ, શ્રાદ્ધ વિધિ, આચાર પ્રદીપ, આચાર દિનકર, ઇત્યાદિ અનેક સંસ્કૃત ગ્રંથોની ટીપ, કોન્ફરન્સ ઓફિસ તરફથી બહાર પડેલી જૈન ગ્રંથાવલિ ઉપરથી ઉપજાવી શકાય તેમ છે. એક બીજે સ્થળેથી પણ નીચે પ્રમાણે તારવણી કરી શકાય તેમ છે

૧૭ મા સૈકાના જૈન કવિઓ તરફ નજર કરીએ. કુશળ લાભ, ભીમ ભાવસાર, સાંગણ-સુત ઋષભદાસ, સોમવિમલ, વિજયદેવ સૂરિ, પ્રીતિ વિમલ, ભાવરત્ન, હીરચંદ શ્રાવક, ગુણ-શીલ, પુણ્યસાગર, સમય સુંદર, જયવિજય ગણિ, પુણ્યકીર્તિ, ઋષભદાસ, ગુણસાગર, દર્શન કવિ, નયવિમલ, સોમવિમલ, કર્મસિંહ, નયસુંદર, પુણ્યરત્ન, દર્શવિજય, કાંતિવિજય, નયસુંદર, જયસોમ, સકળચંદ્રજી, ચંદ્રકીર્તિ, સુરવિજય, ગુણસોભાગ, સંઘવિજય, હીરસૂરિ, જીનચંદ્ર, મતિસાગર, સમરચંદ, હીરમુનિ, બાળકવિ, બ્રહ્મર્ષિ, ઋષભકવિ, વિવેકચંદ, કીર્તિવર્ધન, કનકસુંદર, ધનવિજય, જીનોદયસૂરિ વગેરે કવિઓ એ સૈકામાં થયા.

હંસરાજ વચ્છરાજ રાસ, હીરવિજય સૂરિ, હિતશિક્ષા, હરિષેણ શ્રીષેણ, હરિશ્ચંદ, હરિવંશ (ઢાલસાગર), સ્થૂલિભદ્ર, સંઘયણા રાસ, સુસઢ, સદેવંતી સાવળીંગા, સુરસુંદરી, સુરપાલ, સુમિત્રકુમાર, સુમતિ નાગિલ, સીતા, સાગરદત્ત, સમ્યકત્વ સાગર, શ્રેણિક, સનત્ કુમાર, શ્રેણિક રાસ, શાલિભદ્ર, શાંબ પ્રદ્યુમ્ન, શાંતિનાથ, શત્રુંજયઉદ્ધાર, શત્રુંજયતીર્થમાળા, વીશસ્થાનક. વિજય તિલકસૂરિ, વિચારમંજરિ, વસ્તુપાળ–તેજપાળ, ઋષિદત્તા, રત્નપાળ, યમલકરાસ, મૃગાવતી, ભરત બાહુબલિ, બાર વ્રત, બાર ભાવના, પ્રેમલા લચ્છી, પ્રિયમેલક, પ્રભાવતી, પ્રાસિઆ, પ્રત્યેક બુદ્ધ, પુણ્યાપ્ય, નેમિનાથ, નવતત્ત્વ રાસ, નળ ચરિત્ર, નળ દમયંતી, નર્મદા સુંદરી, નય પ્રકાશ, નમિરાજર્ષિ, ધમ્મિલ કુમાર, ધન્ના ચરિત્ર, ત્રિવિક્રમ, તેજસાર, જંબુસ્વામિ, ચંદ્રાયન, ચંપકશ્રેષ્ઠિ, ગૌતમ પૃચ્છા, કૃતપુણ્યસેઠ, કુમારપાળ, કુમારમુનિ, કલ્યાણ વિજય, કનક શ્રેષ્ઠિ, અંજના સતિ, ઉપદેશ રાસ, આષાઢ ભૂતિ, અવંતિ સુકુમાલ, અભયકુમાર, અગડદત્ત વગેરે રાસ અને કવિતાના કથાનક ગ્રંથો સત્તરમા સૈકામાં રચાયા છે.

વિસ્તાર ભયથી ટુંકામાં જણાવવાનું કે કવિ પ્રેમાનંદના ગ્રંથો જે હમે ગુજરાતના સાક્ષરોએ તપાસ્યા છે તે હમે જૈન લેખકોના ગ્રંથો તપાસવામાં આવશે તો જણાઇ આવશે કે તેમણે ગુજરાતી સાહિત્યની બધી દિશામાં ઘણી ઉપયોગી સેવા બજાવી છે.

---

અશોકના વખતથી તે વિક્રમની આઠમી સદીની અધવચ સુધીમાં, શિલાલેખાદિ પ્રમાણથી જણાય છે કે તે વખતમાં જૈન, બૌદ્ધ ને બ્રાહ્મણ એ ત્રણ ધર્મનું આપણા ગુજરાતમાં ઘણું જોર હતું. સકળ જૈનોનાં જાણવામાં છે કે સ્મરણ શક્તિ કમજોર થતી જાય છે એવું જાણી વલ્લભીપુરમાં સં. ૫૧૦માં દેવર્દ્ધિ ક્ષમાશ્રમણે મુખ પાઠે હતાં તે જૈન શાસ્ત્રો પુસ્તકારૂઢ કરાવ્યાં. આ સર્વત્ર માન્ય થયલાં પુસ્તકો માગધીમાં હતાં તેમાંના કેટલાક ઉપર આઠમા સૈકામાં શીલાંગાચાર્યે અને ૧૧મા સૈકામાં અભયદેવ સૂરિએ સંસ્કૃત ભાષામાં ટીકાઓ-વ્યાખ્યાઓ લખી.

"સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં ગુજરાતના આદ્યકવિ માઘ" ભિનમાળ શ્રીમાળ નામે ગુજરાતના પાટનગરના રહેવાશી હતા. કહે છે કે તેઓ જૈનોના ગોર હતા. એક વૈશ્ય શેઠ પાસેથી ધન લઇ કોઇ બ્રાહ્મણે એ વૈશ્ય શેઠને નામે પોતાનું એ કાવ્ય ચડાવી દીધુ. સં 1334–૩૫માં શ્રી પ્રભાચંદ્રે પ્રભાવક ચરિત્ર લખ્યું. ધનેશ્વર સૂરિએ રચેલું શત્રુંજય માહાત્મ્ય નામનું કાવ્ય કહે છે કે ઠેઠ શિલાદિત્યના વખતમાં રચાયુ છે ને તેથી તે જુનુ કાવ્ય ગણાય છે શ્રી હેમાચાર્યજીના શબ્દાનુશાસન, કાવ્યાનુશાસન તથા બીજા વ્યાકરણના ગ્રંથો વગેરે સુપ્રસિદ્ધ છે. વિશળદેવ વાઘેલાની સભામાં અમરચંદ્ર સૂરિ પંડિત હતા તેમણે બાલભારત નામનો ગ્રંથ લખ્યો છે. દેવ વિમલગણી નામે જૈન પંડિતે વીરસૌભાગ્ય નામનું મહા કાવ્ય રચ્યુ છે યશોવિજયજીએ ન્યાયરહસ્ય, ન્યાયલોક ખંડન ખાદ્ય, આદિ ગ્રંથ લખ્યા છે. ૧૯ના શતકમાં વિજયલક્ષ્મીસૂરિ વગેરે જૈન આચાર્યોએ ઉપદેશપ્રસાદિ ગ્રંથો રચ્યા છે.

## જૈન ગુજરાતી ભાષા એ શું ગુજરાતી ભાષાથી જુદી ભાષા છે?

સંસ્કૃતમાંથી પ્રાકૃત અને પછી અપભ્રંશ ભાષા થઇ. અપભ્રંશમાંથી ગુજરાતી થઇ. ગુજરાતી ભાષામાં સંસ્કૃત અને પ્રાકૃત ઉપરાંત બીજા દેશ્ય શબ્દો પણ ઉમેરાયા છે.

ઑક્સફર્ડના પ્રોફેસર આર્થર એ-મેકડોનલ જણાવે છે કે " ખ્રિસ્તિ સંવતના આરંભથી માંડીને ઇ. સ. ૧૦૦૦ સુધીના સમયમાં મધ્ય કાલીન પ્રાકૃત સમસ્તરૂપની રહી, તથાપિ ચાર જુદીજુદી બોલીમાં વહેંચાઇ ગઇ. પશ્ચિમમાં સિંધુ નદીની ખીણમાં અપભ્રંશ ઉદ્‌ભવી. મથુરા જેનું મધ્ય બિંદુ છે એવા દોઆબના પ્રદેશમાં શૌર સેની ઉદ્‌ભવી. એ શૌરસેનીના ગાર્જરી (ગુજરાતી), આવન્તી (પશ્ચિમ રાજપુતાની) અને મહારાષ્ટ્રી (પૂર્વ રાજપુતાની) એવાં ત્રણ પેટા રૂપ થયાં.

અપભ્રંશ પરથી સિંધી, પશ્ચિમ પંજાબી અને કાશ્મીરી ભાષા ઉત્પન્ન થયાનું કેટલાક વિદ્વાનો જણાવે છે. પંડિત હેમાચાર્યજીની અષ્ટાધ્યાયી અપભ્રંશ ભાષામાં હોવાનું કહેવાય છે તો તે અપભ્રંશ ભાષા તે કઇ? કેટલાકનું કહેવું છે કે પ્રાકૃતમાંથી બગડેલું રૂપ તે અપભ્રંશ અને પોતપોતાના પ્રદેશના અપભ્રંશ પરથી તે તે પ્રદેશની હાલની ભાષાઓ બની છે. પ્રોફેસર મેકડોનલ જણાવે છે કે શૌરસેનીમાંથી ગુજરાતી થઇ છે તો શૌરસેની અને અપભ્રંશને શો સંબંધ છે તે જોઇએ.

પ્રાકૃત, માગધી, પૈશાચી, ચૂલિકાપૈશાચી, શૌરસેની અને અપભ્રંશ એ છ ભાષાનું વર્ણન હેમાચાર્યે પોતાના વ્યાકરણમાં કર્યું છે. સં. ૧૨૮૧માં કાવ્ય કલ્પલતાનો લેખનાર નીચે પ્રમાણે ભાષા કહે છે.

संस्कृतं प्राकृतं चैवं शौरसेनी च मागधी।
पैशाचिकी चापभ्रंशं षड्भाषा परिकीर्तिताः ॥

એટલે બન્નેમાં શૌરસેની અને અપભ્રંશને જુદી બતાવવામાં આવી છે. જુદી બતાવ્યા છતાં પંડિત હેમાચાર્ય કહે છે કે

अपभ्रंशे प्रायः शौरसेनीवत् कार्यं भवति।

અપભ્રંશમાં ઘણું કરીને શૌરસેની પ્રમાણે બધું કાર્ય થાય છે. દેશ વિશેષને લઇને અપભ્રંશ ભાષા બહુ ભેદવાળી છે એમ રૂદ્રટ અલંકારના ટિપ્પનના નીચેના લખાણપરથી જણાય છે.

प्राकृत संस्कृत मागध पिशाच भाषाश्च शूरसेनी च षष्ठो, भूरि भेदो देश विशेषादपभ्रंशः।

અપભ્રંશ ઉપરથી ગુજરાતી ભાષા થઇ એમ કહેવામાં કશો બાધ નથી.

હવે કયા સૈકા સુધીની ગુજરાતમાં બોલાતી ભાષાને અપભ્રંશ કહેવી અને કયા સૈકાથી ગુજરાતી કહેવી તે નક્કી કરવાની જરૂર છે. બીજી સાહિત્યપરિષદના પ્રમુખસ્થાનેથી આ વિષે ઘણું કહેવામાં આવ્યું છે

હેમાચાર્યની ભાષાને ગુજરાતી કહેવી કે નહિ તે માટે કશો આગ્રહ નથી પણ ચૌદમા સૈકાથી ભાષાએ જે વલણ પકડ્યું છે તે વલણ પરથી તેને આપણે ગુજરાતી ભાષા કહીએ તો તેમાં કશું ખોટું નથી.

કવિ નર્મદાશંકર લખે છે કે " સં. ૧૩૫૬ પછી મુસલમાની હાકેમીમાં ગુજરાતની તે ગુજરાતી, એવી રીતે ગુજરાતી ભાષા પ્રસિદ્ધિમાં આવી. બ્રાહ્મણ ને જૈન સાધુઓ એઓએ સંસ્કૃત ટાળી ગુજરાતીમાં આખ્યાન તથા વાર્તા અને રાસ લખ્યા. વિશેષે પદ્ય, પણ ગદ્ય પણ ખરું.

એ ગુજરાતી ભાષાના આજ લગીમાં મુખ્ય ત્રણ સ્વરૂપ થયાં છે સં. ૧૩૫૬થી તે સં. ૧૬૫૬ સુધીનું એક, સં. ૧૬૫૬ થી તે સં ૧૮૫૬ સુધીનું બીજું ને પછી ત્રીજું પહેલું તે ચોખ્ખું ને બીજું તે ભ્રષ્ટ થઇ ન્યાતર પામતું છે."

કવિ નર્મદાશંકર એ પ્રમાણે લખે છે, પણ તેઓ એ લખાણમાં જૈનોની ગુજરાતી ભાષા જુદી છે એવું જણાવતા નથી તેમજ ગુજરાતી ભાષાનો ઇતિહાસ લખનાર શાસ્ત્રી વ્રજલાલજી પણ ગુજરાતી ભાષામાં જૈન ગુજરાતી એવો ભેદ પાડતા જણાયા નથી.

જૈન અને જૈનેતર જુના લખાણોની વાનગી આજે બોલાતી ગુજરાતી ભાષા સાથે સરખામણી કરવાના હેતુથી આપી છે અને એ વાનગીઓ તપાસવાથી જણાશે કે જૈન ગુજરાતી એવો ભેદ કરવા કરતા એ સાહિત્યને શુદ્ધ ગુજરાતી ભાષાના સાહિત્યની દૃષ્ટિએ તપાસવામાં આવશે તો સાહિત્ય ક્ષેત્રને લાભ થશે એ ક્ષેત્ર વિસ્તારવાળું બનશે, નકામા ભેદો ટળી જશે અને ઐક્યથી સાહિત્યકાર્ય દીપી ઉઠશે

## જૈનેતર જુની ગુજરાતીનાં લખાણોની વાનગી.

પ્રસિદ્ધ સાક્ષર નરનરામભાઇ લખે છે કે ' ઘણાના ધારવામાં એમ છે કે 'ગુજરાતી ભાષા હાલ જેમ છે તેમજ નરસિંહ મહેતાના વખતથી બોલાતી આવે છે, પણ એ દેખીતીજ ભૂલ છે. એટલા વર્ષ સુધી ભાષા વિકાર ન પામે એ જન સ્વભાવ અને સઘળા દેશની ભાષાઓના ઇતિહાસથી ઉલટું છે" આ ઉપરથી જણાશે કે નરસિંહ મહેતાથી આજ સુધીની ગુજરાતી ભાષામાં ધ્યાનજોગ ફેરફાર થયો નથી એમ માની લેવું એ વાસ્તવિક નથી. કેટલાક વિદ્વાનોએ ગુજરાતના જુના કવિઓ તથા લેખકો તરફ ગુજરાતી આલમનું લક્ષ દોરવા યત્ન કર્યો પણ જુની ગુજરાતીના થોડા પરિચયને લીધે જૈન લખાણોની ભાષા તેમને વિચિત્ર લાગી હશે તેથી કે બીજા ગમે તે કારણથી જૈન લખાણ તરફ ગુજરાતી પ્રજાનું લક્ષ ખેંચવાનું તેમને આદરણીય નહિ લાગ્યું હોય

જૈન સિવાયના બીજા લખનારાઓ તરફનાં જુની ગુજરાતીના જે લખાણો હાથ આવ્યા છે તેમાંથી થોડા ઉતારા નમુના તરીકે તપાસી જઇશું તો પછી જૈન લખાણોની ભાષા વિચિત્ર કે તરેહવાર છે એમ વાચનારને નહિ લાગે

કાન્હડદે પ્રબંધ નામનું એક વીરરસ કાવ્ય વિસલનગરા નાગરજ્ઞાતિના આદ્યકવિ પદ્મનાભે સં. ૧૫૧૨માં એટલે જૈન કવિ ઉદયવંત મુનિ તરફથી ગૌતમ રાસ રચાયા પછી બરાબર સો વરસે રચ્યું છે, તે પ્રસિદ્ધ ડૉ બુહ્લરના હાથમાં આવવાથી તેમણે રા. નરનરામભાઇને મોકલેલું તેમાંની લીટીઓ આ નીચે આપી છે

> તિણિ અવસરિ ગૂજરધર રાય કરણ દેવ નામિ બોલાય।
> તિણિ અવગણિઉ માધવ બંભ લાડિ લગઇ વિગ્રહ આરંભ ॥૧૩॥
> રીસાયુ મૂકયુ પરધાન કરી પ્રતિજ્ઞા નીગ્યૂ ધાન।
> ગૂજરાતિનૂ ભોજન કરૂં જુ તરકાણૂ આણી અરું ॥૧૪॥
> માધવ મહિતઇ ક્યો અધર્મ નવિ છૂટઇ જુ આગિલા કર્મ।
> જિહાં પૂછઇ જઇ શાલિગ્રામ જિહાં જંપીજે હરિનૂં નામ ॥૧૫॥
> જિણિ દેસિ સવે તીરથ જાઇ સ્મૃતિ પુરાણ નઇ માનઇ ગાય।
> જિણિ દેસ કરાવઇ જાગ જિહાં પર દર્શન દીજઇ ત્યાગ ॥૧૬॥
> જિહાં પીરઇ તળશી પુજઇ વેદ પુરાણ ધર્મ સુણીઇ।
> નવ ખંડે આપ કીરતિ રહી માધવિ મ્લેચ્છ આણ્યા તહીં ॥૧૭॥

ચાલ્યુ માધવ ઢીલી ભણી ભેટી અપુરવ લીધી ઘણી
વિષમ પંથિ ઊલંઘ્યા દેશ યોગિની પુરિ કરિઉ પરવેશ ॥૧૮॥

... ... ... ... ... ... ...

જાણ્યું ગરહેસિ પરધાન અસપતિ રાજા દીધું માન
પૂછઇ વાત પાવસાહ હસી-ગુજરાતિ તે કહીઇ કીમી ॥૨૧॥
કીસ્યું ખંભાયત અણુહલપૂર કીસ્યું દીવગઢ માંગલ્હુર
ઝાલાવાડિ સુરઠ છિ કીની એ રાઉત સુણીઇ સાહમી

સં. ૧૫૦૮માં રચાયેલું વસંત વિલાસ કાવ્ય પ્રસિદ્ધ થયું છે તેમાંથી થોડીક કડીઓ આ નીચે આપી છે.

મુનિ જનના મન ભેદઈ છેદઈ માનિની માન
કામી અ મનિ આણુંદ એ કંદ એ પથિક પરાણ—૭

(વસંત ઋતુ મુનિજનોનાં પણ મન ભેદી નાંખે છે. કામીના મનને આનંદ આપે છે, માનિનીનાં માન મૂકાવે છે અને પ્રવાસીનાં પ્રાણ લે છે)

કોયલિ આંબુ ડાલિહિં આલિહિં કરઇ નિવાદ
કામતણૂં કરઇ આયસ આયસુ પાડઈ સાદ ॥ ૨૩ ॥

(સખીઓ પ્રત્યે આંબાની ડાળે કોયલ ટૌકા કરે છે તે જાણે કામદેવની આણ ફેરવતી હોય તેમ તે સાદ પાડે છે

મુલસરી બીમલ મહુઅર બહૂઅ રચઈ ઝણકાર
મયણ નઈ આણુ દિણ વંદિણ કરઇ કઇવાર ॥ ૩૦ ॥

(બોરસલીના સુવાસથી વિકળ ભમરો બહુ ગુંજારવ કરે છે તે શું આ વારે કામદેવને જાણે આનંદ યુક્ત વંદના કરતો હોયની!)

મુખ આગલિ તું મલિન રે નલિન જઇ જલિનાહિ
દંતહ બીજ દિખાડિમ દાડિમ તૂં મુખમાહિ ॥ ૫૮ ॥

(હે કમલ! તે સ્ત્રીના મુખ આગળ તું મલિન દેખાય છે. જા, જા, પાણીમાં જઇ મોં ધોઇ આવ. અરે દાડિમ! તેના મુખમાંના દાંત આગળ તારા દાણા દેખાડ માં)

સતરમા સૈકામાં લખાયેલી ' સોળકળા" માંથી થોડી લીટીઓ જોઇએ.

સિંહાસન બિહુંછિ કુરરાય । મોટું તેહતણૂં મહિમાયિ
તેહનાં પૂત્ર પોત્ર અનેક । તેહતણુ કિમ કહુ વિવેક ॥ ૬૦ ॥

... ... ... ...

શબ્દ એક હાઉ આકાશ । કંસ તાહરો કરસિ વિનાશ ।
સમ્યક વૈરી જાણો તેહ । એહનુ ગરભ આઠમુ જેહ ।

... ... ... ...

નાહાના બાલક સાથિ રમિ । કરિ વાત જે જેહનિ ગમિ ।
ભેદ યશોદા પામી સહી । કાહાના તૂં બધાવિ નહી ।

... ... ... ...

જે તમ્હ પદ પલ્લવ અણુસરિ । તે ભવસાગર હેલા તરિ ।
હવે તે સૈકામાં લખાયેલા "સુદામા ચરિત"માથી થોડી લીટી જોઇએ.
એક છિ અનંત તૂ અછેદ નિં અભેદ ।

માનવી તૃઝનિ કિમ કલિ । જેહનિ ન જાણે વેદ ।
સુદામુ સૂખી નહીં । દોહિલિ તે દીહાડા જાયિ ।
એક બ્રાહ્મણુ ત્યાંહાં વસિ । સુદામાનિ પાસિ ।

સં. ૧૬૪૦માં લખેલા વૈષ્ણવ આહનિકમાંથી પાંચેક લીટી તપાસીયે.

પૂર્વાભિમુખ બિશી માથૂં ઉહોલી નિહાથ પખાલીએ । શરીર નવછિદ્ર સદા અશ્રિ । નિદ્રા મહિ વિશેષુ સદા શ્રિ । તે માહિ પ્રાતઃસ્નાન વસ્ય કરવુ । અશક્ત પુરષે ન કરવું એહવૂં માન સ્નાન કીજે...કાછડી પિહિલી દીજિ । પાટલી પછિ વાલીએ.

હવે ગદ્ય કથા સંગ્રહમાંથી તુલાગ્રાહી વણિકની વાત જોઇએ. કુંડિન નગરિ ભૂધર વણિક પુત્ર । તેહનિ પુણ્યના ક્ષયતુ ધનતુ ક્ષય હોઉ । ધનના ક્ષય તુ સગે સહુઇ છાડયુ । ગત માન હોઉ । પોતિ ઘણા દિવસની લોહ તુલ્લા હુંતી । તે અને રાનિ ઘરિ મૂકી નિર્દેશઃ તરિ ગ્યૂં । કે તમે દિવસિ વલી ઉપાર્જિ આવ્યુ । નગરિ આવી આપણી લેહતુલા માગી । જેહનિ ઘાર મૂકી તિણિ લોભી મૂર્ખ થૈનિ કહ્ । તાહરી લોહ તુલા ઊંદિરિ ખાધી ।..........................

સામુદ્રિક શાસ્ત્રમાંની બે લીટી જોઇએ

• જેહનઇ શિયાલના શરીખા જાંગ હુઇ તે નિર્ધન હુઇ અનઇ માછલાના શરીખી હુઇ તે લક્ષ્મી પામઇ...જેહનઇ કાલૂં તાલૂ હુઇ તે કુલનાશ કરઇ કમલ સરીખુ હુઇ તે ભુપનિ હુઇ.

## જૈન લખાણોની વાનગી.

સં. ૧૪૧૨માં લખાયેલા ગૌતમ રાસમાંથી થોડી લીટીઓ લઇએ

ત્રિભુવન ગુરૂ સિંહાસણુ બઇઠો । તતખિણ મોહ દિગંતે પઇઠો ।
ક્રોધ માન માયા મદ પુરા । જાયે નાઠા જિમ દિન ચોરા ।
દેવ દુંદુહિ આકાશે વાજી । ધરમ નરેસર આવીઆ ગાજી ।
જાણવિ વદ્ધમાણુ જિણુ પાયા । સુરનર કિન્નર આવે રાયા ।
સિરિ ગોયમ ગણુહાર । પંચ સયા મુનિ પરીવરિય ।
ભુમિય કરઇ વિહાર । ભવિયા જન પડિ બોહય ।
સમવસરણ મઝાર । જે જે સંસા ઉપજઇએ ।
તે તે પર ઉપગાર । કારણુ પુછઈ મુનિયવરો ।

ગૌતમ ગણુધરનાં વખાણુ કરતા કવિ ઉદયવંત જૈન મુનિ લખે છે કે

જિમ સહકારે કોયલ ટહુકે । જિમ કુસુમા વને પરિમલ મહકે ।
જિમ ચંદન સુગંધ નિધિ ।
જિમ ગંગા જલ લહરે લહકે । જિમ કણુયામલ તે જે ઝલકે ।
તિમ ગોયમ સોહાય નિધિ ।
પુનિય નિસિ જિમ સસી અર સોહે । સુરતર મહિમા જિમ જગ મોહે
પુરવ દિસિ જિમ સહસ કરૂ ।
જિમ ભૂમિ પતિ ભુયબલ ચમકે । જિમ જિયે મલિર ઘંટારણુકે ।
તિમ ગોયમ લબ્ધિ ગહ ગહેએ ।

સં. ૧૬૩૮ ના શાલિભદ્રરાસમાથી થોડીક લીટી લઇએ.

શાસનનાયક સમરિયે વર્ધમાન જિન ચંદ્ર
અલિય વિઘન દૂરે હરે આપઇ પરમાણુંદ
સહુકો જિઆવર સારીખા પણ તીરથ ધણી વિશેષ
પરણુઇ તેને ગાઇએં લોક રીતિ સંપેખ
શાલિભદ્ર સુખ સંપદા પાલી દાન પસાય
વાસ ચરિત વખાણુના પાતિક દૂર પલાય.

સં. ૧૬૯૭ માં લખાયેલા હારશ્ચંદ્ર રાજાના રાસમાથી લઇએ

તાપમ આયેરે દોડતો રે દરપ્પી ગારી કેણુ
ભરમ કરૂં નરકે ધરૂં રે પીધી મૃગલી જેણુ
ધ્રુજે રાજા ધડહડે રે હા હા કરે હરિ મંદ
બિહુ આંખે આંસુ ઝરે રે નાગે શિર નરીંદ
...
રાજા હરિચંદ શા હરી સતી સુતારા નારિ
સીલ સત તેનાં ચરિત્ર સાંભળજ્યે નર નારિ
ગોઠ ગરથ લેખાં પખે પ્રગટી હીરાખાણ
લાખ ઊલી કુર્ણ, ગોલચે એવો અવસર જાણ

સં. ૧૭૨૧મા લખાયેલા કયવન્ના શાહના રાસમાં સુડાને સંબોધે છે કે
તીલી તારી પાંખ હોરે હાં ચાંચ રાતી તીખી નાહરી–શુવરીયા.
રૂડી થારી આંખ હોરે હાં રાતી ગાતી રંગ ત્રાટલી
કહે જે મુઝ સંદેશ „ અબલા તુમ ઘર એકલી
વિરહિણીને વેશ „ ઝુરી ઝુરી ઝંખર ભંખરી „
તોડયા હીર ચીર હાર „ લાગે શણગાર અંગાર સારીખા „
વિરહા કરવત ધાર „ રસકસ ખારા વીષ હુવા „
એક આંખ્યાં દીઠાં દહે વાલા દહે વિદેશ
સજ્જન દુર્જન બાહુ દહે હિયડા કાહુ કરેશ
ઉપર આંબા મોરિયા તળે નિઝરણાં ઝરંત
સાજન પાખે દીહડા તાઢા લોહી તપંત.
છાતી માંહી સાલ ખિણખિણમેં ખટકે ઘણું.
કરસ્યાં કવણુ હવાલ, મલિયાં વિણુ મટશે નહિ.

ધર્મબુદ્ધિ પાપબુદ્ધિનો રાસ કે જે ઉપલા રાસના અરસામાં રચાયો છે તેમાં શ્રોતા વક્તાના સંબંધમાં લખે છે કે

વક્તા વચનામૃત જરી શ્રોતા ઉખર ખેત
બીજ વાવ્યું જાયે ખલી તિહાં કિમ ઉપજે હેત
શ્રોતા જીહાં રસ વેલડી વક્તા વાણી નીર
સુમતિ નીકે કરી સ્તંભતાં થાયે ગહેર ગંભીર.

સં. ૧૭૪૬ના કાનડ કઠીઆરાના રાસમાંથી થોડી ટૂંકી લઈએ:

લાખ જોયણુ, જંબુ પરિમાણુ, દાહણુ ભરત પુરવ દિસિ જાણુ
નયરિ અયોધ્યા અતિહિ પ્રધાન અમર પુરી કેરૂં ઉપમાન
હું દાલા કુંદાલા શાહ અવસર લે લખમીનો લાહ
દેવલ દંડ નાહ નર લોય તર્ક વિના તીહાં વાદ ન હોય
વેણી બંધન નવી દીસે સાવ માર વચન લોકે નવિ સાવ
ભોગી ભમર અ છે સહુ કોય તોપણુ પગ માંડે છે જોય

આ પ્રમાણે ઘણા રાસોમાંથી નમુના તારવી શકાય તેમ છે પણુ વિસ્તાર ભયથી આટલાજ ટુંકાણમાં આપ્યા છે.

આ સઘળા લખાણુ ઉપરથી જણાશે કે જૈનોએ ગુજરાતી સાહિત્યમાં ઘણો સારો ફાળો આપ્યો છે અને જૈન ગુજરાતીને પારસી ગુજરાતી પેઠે ગુજરાતી ભાષાથી જુદી ગણવાની જરૂર નથી.

ગુજરાતી સાહીત્યવડની વૃદ્ધિ થાઓ અને સાહિત્ય પરીષદનો શ્રમ સફળ હો એટલા આશીર્વાદ સાથે હવે આ લખાણુ પૂર્ણ કરૂં છું.

તાપસ આપેરે દોડતો રે દસ્મણી માગી કેણ
ભસ્મ કરૂં નરકે ધરૂં રે પીંપી મૃગની ક્ષેણ
ધ્રુજે રાજા ધડહડે રે હા હા કરે હરિ મંદ
બિહું આંખે આંસુ ઝરે રે નામે શિવ નરીંદ

... ... ...

રાજા હરિચંદ સાહસી સતી સુ તારા નારિ
સીલ સત તેનાં ચરિત્ર સાંભળજો નર નારિ
ગાંઠ ગરથ લેખાં પખે પ્રગટી હીરાખાણ
લાખ ઊવી ફુર્ણ મોલવે એવો અવસર જાણ

સં. ૧૭૨૧મા લખાયેલા કયવન્ના શાહના રાસમા સુંદરીને મળીને છે કે

તીલી તારી પાખ હોરે હા ગ્રાય રાતી તીખી નાહરી–શુવરીવા.
રૂડી થારી આખ હોરે હાં રાતી માતી રંગ વાટલી
કહે જે સુઝ મ હેરા ,, અગલા તુમ ઘર મેકલી ,,
વિરહિણીને વેશ ,, ઝુરી ઝુરી ઝંખર ભખરી ,,
તોડયા હીર ચીર હાર, લાગે શણગાર અંગાર સારીખા ,,
વિરહા કરવત ધાર ,, રસકસ ખારા વીષ હુવા ,
એક આખ્યાં દીઠાં દહે વાલા દહે વિદેશ
સજ્જન દુર્જન બીહું દહે હિયડા કાહુ કરેશ
ઉપર આખા મોરિયા તળે નિઝરણાં ઝરંત
સાજન પાખે દીહડા તાઢા તોહી તપત.
છાતી માંહી સાલ ખિણખિણમે ખટકે ઘણા
કરસ્યા કવણ હવાલ, મલિયાં વિણ મટશે નહિ.

ધર્મબુદ્ધિ પાપબુદ્ધિનો રાસ કે જે ઉપલા રાસના અરસામા રચાયો છે તેમાં શ્રોતા વક્તાના સંબંધમા લખે છે કે

વક્તા વચનામૃત જરી શ્રોતા ઉખર ખેત
બીજ વાવ્યુ જાયે ખલી તિહા કિમ ઉપજે હેત
શ્રોતા છહા રસ વેલડી વક્તા વાણી નીર
સુમતિ નીકે કરી રતમતા થાયે ગહેર ગભીર

સં. ૧૭૪૫ના કાનડ કઠીઆરાના રાસમાથી થોડી ન ગી લઇએ

લાખ જોયણ, જબુ પરિમાણ દાહણ ભરત પુરત દિમિ જાણ
નયરિ અયોધ્યા અતિહિ પ્રધાન અમર પુરી કેરૂ ઉપમાન
છુંદાલા ફૂંદાલા શાહ અવસર લે લખમાંનો લાહ
દેવલ દડ નાહ નર લોય તર્ક વિના તીહા વાદ ન હોય
વેણી બંધન નવી દીસે સાવ માર વચન લોકે નવિ ગાય
ભોગી ભમર અ છે સહુ કોય તોપણ પગ માડે છે જોય

આ પ્રમાણે ઘણા રાસોમાથી નમુના તારવી શકાય તેમ છે પણ વિસ્તાર ભયથી આટલાજ દ્રષ્ટાન્તમાં આપ્યા છે.

આ સઘળા લખાણ ઉપરથી જણાશે કે જૈનોએ ગુજરાતી સાહિત્યમા ઘણો સારો ફાળો આપ્યો છે અને જૈન ગુજરાતીને પારસી ગુજરાતી પેઠે ગુજરાતી ભાષાથી જુદી ગણવાની જરૂર નથી.

ગુજરાતી સાહીત્યવડની વૃદ્ધિ થાઓ અને સાહિત્ય પરીષદનો શ્રમ સફળ હો એટલા આશીર્વાદ સાથે હવે આ લખાણ પૂર્ણ કરૂ છુ.

આ રીતે ખભાત સબધી વર્ણન પ્રાપ્ત કર્યા પછી ભગત-મોહુબલિના રાસમા જૂદીજ રીતે વર્ણન કર્યુ છે તે જોઈએ

ધનાશ્રી

જિહા બહુ માનવનો વાસો, પહોચે સહુ કોની આશો
ભૂખ્યો કો નવિ જાય ઘેરે ઘોડા ગજ ગાય ૧
મદિર મોટા છે આહિ, બહુ ઋદ્ધિ દીસે છે ત્યાંહિ,
ઇદ્ર સરીખા તે લોગે, કરતા પાનનો પેપો ૨
ઘર ઘર સુદર નારી, દેખી રભા એ હારી,
વસે વ્યવહારીઆ બ્હોળા પહોચે મન તણા ડોહલા ૩
વાહાણુ વખાર વ્યાપરી, વૃષભ વહેલ તે સારી,
સાયર તણા જળ કાળા, આવે મોતી પરવાળા ૪
નગર ત્રંબાવતી સારો, દુખિયા નરનો આધારો,
નિજ પુર મુકીએ આવે, તે અહી બહુ ધન પાવે ૫
ઇસુ અનૂપમ ગામ, જેહના બહુ છે નામ
ત્રબાવતી પિણુ કહિયે, ખંભનગર પિણુ લહિયે ૬
ભોગવતી પિણુ હોય નગર લીલાવતી જોય,
કર્ણાવતી પિણુ જાણુ, ગઢ મઢ મન્દિર વખાણુ. ૭
નગર ચોરાસી ચહુટા, શોભવ હાટ તે મોટા
ઝવેરી પારખ સારા બેસે દેસી દતારા ૮
વિવિધ વ્યાપારિયા નિરખો, જોઇ નપોળિયો હરખો,
મોટી માડવી કુરજે દાણચોરી તિહા વર્જે ૯
નગરી (ના) લોક વિવેકી, પાપ તણી મતિ છેકી
પૂજે જિનવર પાય સાધુ તણા ગુણ ગાય ૧૦
નહી કોઇને વિષવાદ, પન્યાસી જિન પ્રાસાદ
મોટી પોષધશાળ સખ્યા તેહની બેતાળ ૧૧
બહુ હરી મદિર જોય, બહી ૧૨ કીર્ત હોય
નહી કોઇને રાગદ્વેષ, વસતા લોક અનેક ૧૨

દુહા

જન અનેક પુરમા વસે, નહીં નિધાની વાત,
બહુ ધન ધાન્યે તે ભરી, વસ્તુ અનૂપમ સાત ૧

---

સર્વવિજયે સાદડી નગરમા લખેલી પ્રાપ્ત થઇ છે તેમાથી અક્ષરશ આ ઉલ્લેખ મૂક્યો છે આથી પ્રાચીન જોડણી સમજી શકાશે અને ખને પ તરીકે મનાતે, ને અને એના એમરાંત શબ્દો મહારાવ તરીકે મનાતા હતા ઢઢીનો નગર પણ તેમા છે તે પ્રમાણે મકો છે

વહેલ વરોગાડો ચૌગજો, મંદિર જાતિ ભાત,
ભોજન દાળ ને ગુડગો, એ સાતે ખંભાત. ૨

બહુ વસ્તિથી દીપતું, અમરાપુર તે હોય,
શાહ જહાંગીરજી પાતશાહ, નાથ નગરનો જોય. ૩

નગર ભલું ત્રંબાવતી, દિન દિન ચઢતો વાસ,
ઋષભ કહે કિધો જોડીઓ, ભરતેશ્વરનો રાસ. ૪ ×

ભરતબાહુબલિ રાસ રચ્યા સં. ૧૬૭૮.

હાલ જ્યારે ખંભાત નામ કેમ પડયું તેને માટે ગુજરાતી સાહિત્યનાં માસિકોમાં જૂદા જૂદા વિદ્વાનો તરફથી ચર્ચા ચાલી હતી, ત્યારે ખંભાતની સંવત્ સત્તરમા સૈકામાં રચના કેવી હતી, ત્યાં જનસ્થિતિ, રાજસ્થિતિ, લોકોનો પહેરવેશ ને વખતે કેવા પ્રકારનાં હતાં તે જાણવું વિશેષ ઉપયોગી થશે. ઉપરનાં વર્ણનો તાદ્દશ અને કવિકલ્પનાજન્ય અતિશયોક્તિથી રહિત છે. જનસ્થિતિ જણાવતાં કવિ લોકો કેવી જાતનાં ઘરેણાં (પરોળાં, ત્રણ આંગળ પહોળા એવા ઝંદોરા, સોનાનાં માદળીઆં, સોનારૂપાની સાંકળી, હાથમાં વીંટી ને બેરખા વગેરે) પહેરતા હતા, લૂગડાં (ઝીણા જામા—જંગા, કેડે રેશમી દોરા-પટી, તે ઉપર પછેડી અગર ફાળીયું અગર પાંમરી, ઓઢવાની શાલ, માથે બાંધવાની પાંત્રીશ ગજ લાંબી પાઘડી વગેરે) પહેરતા, પગે કાળા ચામડાનાં સુંવાળા જોડા પહેરતા—એ સઘળું યથાસ્થિત દર્શાવે છે. ઘરો જાળી વાળાં હતાં. ખંભાત પાસે દરિયો હતો અને મોતી પરવાળાં ઉપરાંત અનેક જાતનો માલ વહાણો મારફત આવતો અને જતો—આથી વેપારીઓ પુષ્કળ હોઇ દુકાનો અને વખાર ઘણી રાખતા. વેપારીઓમાં ઝવેરી, પારખ દોશી વગેરે હતા. સિક્કામાં રૂપિયા અને દોકડા વપરાતા, નગરને ત્રણ પોળ-દરવાજા વાળો કોટ હતો તેમાં ચોરાશી ચૌટાં હતાં અને વચમાં મોટો ચોક હતો કે જે 'માણેકચોક' તરીકે ઓળખાતો. માલનું દાણ લેવા માટે મોટી માંડવી હતી અને બંદર હોવાથી મજબૂત કુરજો બાંધેલ હતો. જૈનોની વસ્તી ઘણી હતી એ તેમાં ૮૫ દેરાસરો અને ૪૩ કે ૪૫ પૌષધશાળા—ઉપાશ્રય હતાં એ વાત પરથીજ જણાય તેમ છે, આ સિવાય અન્ય-ધર્મોનાં-હરિમંદિરો ઘણાં હતાં અને જૂદાં જૂદા દર્શનના પંડિતો પણ હતા—અરસપરસ રાગદ્વેષ નહિ હતો—પ્રેમ હતો. જૈનોમાં ધનાઢ્યો ઘણા હતા અને તેથી પ્રાય: ઘણાં 'સ્વામીવાત્સલ્ય' (જમણવાર) થતાં, તેમજ વરા—વિવાહ કારજ આદિ પ્રસંગો પર અને દાન કરવામાં અતિ ધન ખર્ચતા. તે શ્રાવકો ધાર્મિક ક્રિયા ઘણી કરતા અને મુનિઓના રાગી હોઇ તેમનો વ્યાખ્યાન—ઉપદેશ પ્રેમથી શ્રવણ કરતા. ન્યાયી લોકપ્રિય જહાંગીર બાદશાહ (સને ૧૬૦૫ થી સને ૧૬૨૭) નો શાંત અમલ હતો તેથી રૈયત ઘણી સુખી હતી, વસ્તુની મોઘારત સારી હતી અને વેપાર ધીકતો હોઇ ખંભાત 'દિન દિન ચઢતો વાસ'—આબાદ થતું જતું હતું. ખંભાતની જે સાત ચીજ વખાણાતી તે જણાવે છે કે—

× આ ઉતારો આનંદકાવ્યમહોદધિ મૌક્તિક ૩ જું—એ નામથી મુદ્રિત થયેલ પુસ્તકના પૃષ્ઠ ૧૦૩ થી ૧૦૫ માંથી લીધેલો છે.

વાંકલ નરધોડો વીંઝણો, મંદીર જાલિ બાત,
ભોજન કાલને ચૂડલો, એ સાતે ખંભાત×

આ નગરનાં ખંભનગર, ત્રંબાવતી, ભોગાવતી, લીલાવતી, કર્ણાવતી,-એ જૂદાં જૂદાં-
આ નગરનાં ખંભનગર, ત્રંબાવતી, ભોગાવતી, લીલાવતી, કર્ણાવતી,-એ જૂદાં જૂદાં
નામ છે તે વાત પણ ઐતિહાસિક બિનામાં વધારો કરે છેઃ આપણે ત્રંબાવતી-નગરી, અને
તેમાંના માણેકચોક બિની લે કરનાંઓ ઘણી, સાંભળી છે તો તે જનકથાનું વર્ણન કરાય. આ
ખંભાત નગરની અપેક્ષાએ હોય.

આ સ્થિતિ સાથે, વર્તમાન સ્થિતિ સરખાવીએ તો મહદંતર દેખાય છે. એક વખતનું
આબાદ ખંભાત બંદર પતન પામી હાલ કંગાલ શહેર જણાય છે.*

× આ વર્ણનના સમર્થનમાં બીજા ઇતિહાસમાંથી ખંભાતની આ સમયની સ્થિતિ
પરત્વે જે જણાવેલ છે તે અત્ર નોંધવું અસ્થાને નહિ થાય.
મુકરબખાન નામનો હકીમ અકબર બાદશાહની દવા કરતો હતો. તેને જહાંગીરે અમીર
બનાવ્યો હતો. આ હકીમ ઇ. સ. ૧૬૦૮ (સં. ૧૬૬૪)થી સુરત અથવા ખંભાતની હાકેમી
કરતો હતો. ઇ. ૧૬૦૬ (સં. ૧૬૭૦)મા બાદશાહે તેને ગુજરાતનો સુબેદાર નીમ્યો અને મહ-
મદ સઇદને તેનો દિવાન નિમ્યો. બીજે વર્ષે (૧૬૧૭) જહાંગીર બાદશાહ દોહદના જંગલમાં
હાથીનો શિકાર કરવા ગુજરાત આવ્યો. ઝાડી ઘીચ હોવાથી માત્ર બાર હાથી પકડયા, પછી
ત્યાંથી બાદશાહ પોતાના નોંધમાં લખે છે કે ખંભાતના બંદરમાં માત્ર નાના વહાણ આવી
શકે છે ખંભાત મુકામે બાદશાહે સોનાની મહોર કરતાં વીસગણા વજનના સોના અને
રૂપાના ટાંક પડવાનો હુકમ કર્યો.

—ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ. પૃ. ૯૫

ખંભાત વિષે સત્તરમા સૈકાના યુરોપિયન મુસાફરો નીચે પ્રમાણે લખી ગયા છે. ખંભાત
(સને ૧૫૯૮)માં વેપાર એટલો બધો છે કે જો મે તે જાતે જોયો ન હોત તો એટલો વેપાર
ત્યાં હોય એમ હું માનત નહિ (મોઝર્ફ ટક), (સને ૧૬૦૩)માં એ શહેર ઘણુંજ વસ્તીવાળું અને
ઘણા મોટાં પગવાળું છે અને ત્યાં વેહાણ ઘણા એકઠા થાય છે-[ડીલાવેલી] [સને ૧૬૦૮ મા]
સુરત સાથે સરખામણી થાય નહિ એટલું બધું સુરતથી મોટું ખંભાત છે—[મિન્ડે હસ્કો]:
સને ૧૬૬૩—૧૬૭૧ મા સુરતથી બમણું મોટું ખંભાત હતું [બેલ્ડીયસ]

—ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃ. ૨૫૩—

*આનું કારણ એક જવાન પ્રવાસી ટિફેનટેલર સને ૧૭૫૧ મા તેની સ્થિતિ જોઇ નીચે
પ્રમાણે આપે છે

Tieffentaller reached Kambay 200 7' on 14th Jrnuary 1751
Tieffentaller reached Kambay 200 7' on 14th Jrnuary 1751 and found the once flourishing city much decayed, and he gives the reason for it. "Everyone knows '—so he tells us—" that seven years ago the highwater used to rush a rider fleeing away at full speed -But now it advances quite smoothly and beats very gently against the ships except at spring tide or in the monsoon. This wonderful cha-

